# સમર્પણ.

આધુનિક દુનિયાના સાચા તપસ્વીને

નવશક્તિ આના માળા                    મણકો પહેલો

# ગાંધી—ગીતા.

મહાત્મા ગાંધીજીની સ્તુતિથી દરેક વર્ગને માટે
ભરપુર કાવ્ય સંગ્રહ.

---

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थामधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

" જ્યારે જ્યારે ધર્મની પડતી અને અધર્મની ચડતી થાય છે, ત્યારે ત્યારે હું દેહ ધારણ કરૂં છું.

સંતના સંરક્ષણ અર્થે, ને દુષ્ટોના વિનાશ અર્થે ધર્મને દૃઢપણે સ્થાપવા હું યુગે યુગે અવતાર ધારણ કરૂં છું."

---

પ્રકાશક,

નવશક્તિ સાહિત્ય મંદિર,

શ્રી રામકૃષ્ણ જયંતિ ]                    ગોધરા.

## मोहनाष्टकम्

रोगैः समाकुले देशे पापे वृद्धिंगते तथा
परै र्गृहीत सर्वस्वे जने निर्धनतां गते ॥ १

ममायं देश इत्येवं भावेऽप्या ङ्ग्लैर्विनाशिते
गान्धी महाशयो लोकं रक्षितुं जानिमग्रहीत् ॥ २

कृष्णेन यत्कृतं कर्म यत्कृतं गौतमेन च
तदेव मोहनः कर्तुं मुद्युक्तो वर्ततेऽधुना ॥ ३

अर्थान्धैः परिपीडितान्गतबलान्दीनाञ्-
नानुद्धरन्
तप्त्वा तीव्रतमं तपः परहितं कर्तुं सदा सोद्यमः।
अल्पाकल्पवृतो विकल्परहितः संकल्प-
शक्त्यायुतः
जीयाद्भारतवर्षभक्तप्रवरो गान्धीः सदा
शुद्धधीः ॥ ४

भारतोद्धरणार्थं यो जातो जगति धर्मवित् ।
विना शस्त्रैर्जयो यस्य मोहनं तं नमाम्यहम् ॥ ५

मोहनं शत्रु सङ्घानां मोहनं सुहृदां तथा ।
निस्त्रैगुण्यं जितात्मानं मोहनं प्रणमाम्यहम् ॥ ६

धर्मयुद्धे जना येन वयं सर्वे निमन्त्रिता: ।
सोऽयमद्य पुरोऽस्माकं वर्तते पुरुषर्षभः ॥ ७

कृत्वा शिरसि तस्याज्ञां तद्धर्मपरिगृह्य च ।
ईप्सितं प्राप्नुयामेति दिशतु कमलापतिः ॥ ८

---

## કર્મવીર ગાંધીજીને !

ભલે પધાર્યો ભારત માના લાડુડા !
ગુર્જરી અંકે તુજનાં પગલાં ધન્ય જો !
હિંદીઓનાં હૈડાં હર્ષે ઉછળે;
ધર્મપડમાં ઉત્સવનો છે દિન જો ! ભલે૦
સંકટનો પંથ્યો તેં બંધુ આંચવો,
ઝોળીમાં ભરિયાં છે આલમ નૂરજો;
સુખ, સંપત્તિ સૌ વ્હેંચ્યાં ભારત બાલને,
વ્હોર્યાં તેનાં અસહ્ય વીર તેં દુઃખ જો ! ભલે૦
આફ્રિકાના ક્રૂર દેશમાં ઉદ્ભવ્યો,
વીરા ! સાધુ જનના રક્ષણ કાજજો,
દુષ્કૃત્યો નિવાર્યાં બન્ધુ સામટાં,
ભારતનાં દીપાવ્યાં જગમાં નામ જો ! ભલે૦
યુગે યુગે અવતારી તું તો થજો,
ભારતમાં ફરી ધર્મ સ્થાપના માટજો;
ઉજળાં તારાં સચ્ચરિત્રો સૌ ઉતરો,
ભારત જનનાં હૈડાં ઊંડાં માંહિજો ! ભલે૦
ભારત મૈયા અતિ હર્ષે સત્કારતી,
ગુર્જરી કેરા મોંઘા, અમૂલા બાળજો,
સૌરાષ્ટ્રી ! આ સિંહ સમોવડ વીરલા !
રાખી તેં તો જનની કેરી લાજજો ! ભલે૦

સીતારામ શર્મા.

# વીર પૂજા

આજે પૂજન ગાંધી તણાં અમ દેશમાંહી આદર્યાં
સેવા અને સામગ્રીમાં, અમ અંત હૈયાં પાથર્યાં.
સાધન અધૂરાં છે છતાં, પૂજન અમે તો આદર્યાં.
સાધન અધૂરાં છો રહ્યાં. હૈયાં પૂરાં પ્રેમે ભર્યાં
સ્વદેશ ભક્તિ રક્તથી, જેની રગેરગ છે ભરી;
એ પરમ પૂનિતવીરની પૂજા અમે છે આદરી.
નિજદેશ કેરા હિતમાં. નિજ હિતને જેણે ગણ્યું;
એ દિવ્ય આત્મ હૃદયને, પ્રેમે અમારે પૂજવું.
ઓ સંત ! ઋષિ ! મહર્ષિઓ ! આવો તમે અમ મંડપે
દિધાર્યું ભવ આશિષો, જ્યાં આદર્યું પૂજન અમે
સતિઓ સહુ ભારત તણી રહી સ્વર્ગથી નિહાળજો;
પુષ્પે ભર્યો શુભ થાળ તમ, ગાંધી પરે વરસાવજો
ભારત તણા ભાવિક જનો, આવો સહુ સંઘે મળી;
નામો સહુ વીર ચર્ણમાં, નમતાં હૃદય શિષો લળી.
બહેનો, દુહિતા, દેવિઓ ! કુમ કુમ ભર્યો થાળો ગ્રહી;
કુમ કુમ ઉડાડો મંડપે, જ્યાં આદરી પૂજન વિધિ

:—[illegible] શર્મા

# ગાંધીજીને ચરણે

[સુરતાની વાડીના મીઠા મોરલાઃ]
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.
ધન્ય દીપાવી ગુણીયલ ગુર્જર માતજો !
સ્વતંત્રતાનો અરૂણોદય આજે થયો,
પારતંત્ર્યની ઘટવા માંડી રાતજો.
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.
સપેકરા શા ગુર્જર શિશુઓ સ્નેહથી.
શિખવ્યો શાન્તિ કેરો મોંઘો મંત્રજો !
આત્મગ્રહીએ શુદ્ધ ચિત્તથી સર્વને,
દર્શાવ્યો નિજ દેશ ઉન્નતિ પંથજો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.
સાબર તટ પર ઉભો રહીને એકલો,
મોહન મીઠી મોરલીઓ નીજ વાયજો !
દિવ્ય સૂરીલા નાદ થકી એ બંસીના,
સૂતાં ભારત બાળો બેઠાં થાયજો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.
અદ્‌ભુત આકર્ષણથી બંસી નાદના,
ભારત દિલડાં તુજ પ્રતિ ખેંચાય જો !

આહુતિ દેવાને ભારત યજ્ઞમાં,
બાલ, વૃદ્ધને સૌ રત્નો ચિત્ત ચાહ્યજો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા. ૮
પાઠ પઢાવે સત્ય અને નીતિતણા,
અનુભવવાને આત્મબળ આલ્હાદ જો !
અચેત જીવનમાં નવ ચેતન રડતો,
અપૂર્વ રસ-નિજ દેશ સેવ છલકાયજો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા. ૯
शठं प्रति सत्यम् નાં સૂત્રો બોધ તો,
અડગ ટેકીલા સ્વરાજ્ય વાદી વિરજો !
કર્મવીર લાડીલા ભારતી માતના.
અનુપમ ચરણે નમતું આજે શિરજો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા. ૧૦

નાનાલાલ પંડ્યા.

---

## તાજ વગરના રાજા—ગાંધીજી

જય ગાંધીજી, તાજ વગરના રાજા હિંદુસ્તાનના
પાય લાગું જી, કર્મવીર લાડીલા ભારત માતના,
પારતંત્ર પીડાથી છોડવવા,
નિજ દેશ તણી ચઢતી કરવા,
વળી દુઃખ સઘળાં દીનનાં હરવા જય ગાંધીજી

પરદેશી કાપડને બાળી,
થયાં શુદ્ધ સકળ નરને નારી,
સુશોભિત ખાદી અંગ ધારી, જય ગાંધીજી

ઘર ઘરમાં રેંટીઆ ફેરવવા,
સૌ નર નારીને બોધ કર્યો,
શુદ્ધ ખાદીથી તન શોભવવા. જય ગાંધીજી

પોકાર ગરીબનો કાન ધરી,
દોડયા વ્હારે ઝટ વ્હાલ ધરી,
બનતી નિજથી જન સેવ કરી. જય ગાંધીજી

વૈભવ સઘળા છોડી દઇને,
ભારત માટે ફકીરી લઇને,
જગાવ્યા જન દેશ ફરી ફરીને. જય ગાંધીજી

ભારતનું ગૌરવ જાગવવા;
ત્હેં તન મન ધન કુરબાન કર્યાં
બંસી સુરથી સૌ ઘેલ કર્યાં જય ગાંધીજી

શાંન્તિનો માધો મંત્ર ભણી,
સત્યાગ્રહીએ નિજ દેહ દમી;
"મરવું પણ મારવું કોઇ નહિ." જય ગાંધીજી

સ્વરાજ્ય સુતરના તાર થકી,
ખેંચાતું આવે એજ નકી,
સુદર્શન ચક્રની સ્હાય થકી. જય ગાંધીજી
અસહકાર તણો રણ જંગ રચી,
લડનો વીર કેસરી કેડ કસી;
ઘા પડતાં પણ નહિ જાય ડગી. જય ગાંધીજી
નાનાલાલ પટેલ.

---

## મોહનની મોરલી.

વગાડી મોરલી મોહન જગાડી લાલ તે લગની
અનુપમ એકતા સ્થાપી, ગણીને ભ્રાતને ભગની
સુણાવ્યા દિવ્ય મંત્રોને, વિણાએ સત્યની વાહી.
સજાવ્યાં નીતિ-શસ્ત્રોને, કરે ધ્વજ સત્યની સાહી;
અહમના ભાવને ભેદી, રહી સૌ ભેદને છેદી,
અજબ જાદુ ભરેલી એ, મધુરી મોરલી તારી.
જગાડયા ભારતી પુત્રો, મતિની ને ગતિ આપી,
ભણાવ્યાં સ્નેહનાં સૂત્રો, નસેનસ ભકિત રહી વ્યાપી,
નચાવ્યાં રાજ ! જડ-ચેતન, વગાડી તેં વીણા મોહન,
સ્વીકારો સાધુ જન તમને અમારાં પ્રેમ વંદન છે.
નાનાલાલ પટેલ.

# મનમોહન બલિહાર ગાંધીજી !

મનમોહન બલિહાર ગાંધીજી !
શૂર સૈન્ય સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દેવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે ગાંધી !
રાજ બને વિણ તાજે ગાંધી !
દિલ દિલ સર્વ નવાજે ગાંધી !

જગત માત્રનું નુર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારત બંસી સૂર ગાંધીજી !
દિલ દરિય ભરપૂર ગાંધીજી !

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સંચાલક ગાંધી !
હિંદ જનોના તારક ગાંધી !
જગત સર્વ ઉદ્ધારક ગાંધી !

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી !
આભૂષણ અણમોલ ગાંધીજી !

કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી!
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી!

જ્ઞાન માર્ગમાં બ્રાહ્મણ ગાંધી!
રણ શુરવીર રણાંગણ ગાંધી!
વૈશ્ય કુળનું ભૂષણ ગાંધી!
શોભાવે સેવક ગણ ગાંધી!

સાધુ જીવન સુલ્હાણ ગાંધીજી!
સત્યવચનની ખાણ ગાંધીજી!
રાષ્ટ્ર પ્રકાશે ભાણ ગાંધીજી!
ભારત જીવન પ્રાણ ગાંધીજી!
મનમોહન અલિહ્ર ગાંધીજી.

ગોકુળદાસ રાયચુરા



## ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત ગણાયે!
ગાંધીનું ગુજરાત?

ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરળ સાક્ષાત
દર્શનથી કંઇ ચેતન પ્રકટે, જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાત
ગાંધીનું ગુજરાત!

સાબરમતીના સુન્દર તટપર પ્રગટ્યું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી, સૂર સુણી સહુ જાત,
કરે મીઠી એકથની વાત—
ગાંધીનું ગુજરાત !

દેશ ભક્તિને રાજભક્તિની સાચે સાચી વાત.
નિર્ભયતાને સત્ય વચનની દિક્ષા દઇ ત્હેં તાત !
બનાવ્યું નવું ગુજરાત—
ગાંધીનું ગુજરાત !

ગોકુળદાસ રાયચુરા



## મહાત્મા ગાંધીજીને ચરણે !

વિશ્વ વિમોહન મોહન ! ત્હેં જગમા બધે,
સત્યાગ્રહથી અમર કર્યું નિજ નામ જો ! ૧
કર્મયોગની સરસ સમાધિ સાધીને,
સ્વાર્થ ત્યાગના કીધા પ્રાણુ૨મ જો ! ૨
કમર કસી નિજ બાંધી જન હિત કારણે,
ગાંધી ! કીધાં અનેક ઉજ્જવળ કામ જો ! ૩
કાયરશક્તિનું મહિમ્ન જગને શીખવ્યો,
ભર નિદ્રાથી જગાવ્યું હિન્દુસ્થાન જો ! ૪

લાડકવાયા બાળા ભારત માતના,
    ગવાય જગજનમુખ આજે તુજ નામજો ! ૫

સાદું જીવન ને મનન ઊંચું રાખી સદા,
    સ્વદેશ માટે સહ્યું અતિ અપમાન જો ! ૬

**परोपकाराय सतां विभूतयः** તણું,
    પૂર્ણ કરાવ્યું અમને વીરા ! ભાન જો ! ૭

દુનિયાના બેલી ! ઠેલી સહુ સંકટો,
    નિજ કર્તવ્યે રાખી પૂરણ હામ જો ! ૮

રાષ્ટ્રજીવનના પઢવ્યા મીઠા પાઠને,
    હિન્દ તણું કીધું વિશ્વે સન્માન જો ! ૯

બાહ્ય ધરી તેં બાંધવ દીનજનો તણી, -
    એકલશૂરે દીધું હૈયાનું દાન જો ! ૧૦

મોહન ! મોહ ન રાખ્યો તેં નિજ સ્વાર્થમાં,
    કૃષ્ણ તણા અવતાર ! તુજનેય પ્રણામ જો ! ૧૧

કર્મવીર ! તુજ કીર્તિ સદા દીપાવજે,
    ગાય 'પ્રભાકર' ગુણિયલ તુજ ગુણગાન જો ! ૧૨

શ્રી. જનાર્દન પ્રભાકર.

## યુગાવતાર ગાંધી.

આજનો યુગાવતાર ગાંધી,
હો! બન્ધુઓ !
આજનો યુગાવતાર ગાંધી !
નયને સ્વાતંત્ર્ય નેમ,
હૈયે છે દેશ પ્રેમ,
સૂતરે સ્વરાજ્ય રહ્યો સાંધી.
હો બન્ધુઓ !
આજનો યુગાવતાર ગાંધી !
લાવે ચૈતન્ય યુગ,
રેલે વીરત્વ અનૂપ,
આત્માની ઉઘાડે એ આંધી.
હો બન્ધુઓ !
આજનો યુગાવતાર ગાંધી !
એના દૈવી સંદેશ,
ઝીલે છે સર્વ દેશ,
શાંતિના સામ્રાજ્યની એ આંખી,
હો બન્ધુઓ !
આજનો યુગાવતાર ગાંધી !

શ્રી. જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

## " મોહન " મોરલી.

વાગેછે રે. વાગે છે, અહીં મોહન મોરલી વાગેછે,
એનો શબ્દ ગગનમાં ગાજે છે, આંહી૦
સેવા તે કરે મારગ જાતાં, ત્યાગના દાણ માગેછે. અહીં૦
ભારત વર્ષે જંગ મચ્યોછે, જંગમાં રંગ જમાવેછે. અહીં૦
ટુંકી ધોતી, પહેરણ, ખોળી, દૃષ મૂર્તિ વિરાજેછે. અહીં૦
વિદેશી વસ્ત્રનાં હરણ કરીને, સૌને ભેખ ધરાવેછે. અહીં૦
ભરતખંડની ગલી ગલીમાં, ખાદી મંત્ર સુણાવેછે અહીં૦
એ મોરલીને દેશ ભજે તો, દુઃખડાં સર્વે ભાગેછે. અહીં૦

---

આ ઉપયોગી નવી ઢબથી લખાયલું

—સીતા વનવાસ—

અગીઆર આનાની ટિકિટ બીડવી.

---

સ્વદેશ ભાવના ને જગવતું કાવ્ય પુસ્તક

—ભારત કીર્તન—

ત્રણ પૈસા (સીતા વનવાસ લેનારને ભેટ)

---

ગાંધીજીની સ્તુતિથી ભરપૂર

—ગાંધી ગીતા—

સ્નેહીઓમાં ભેટ કરવા વધુ મંગાવો.

સોના, ત્રણ રૂપિઆ.

---

હવે પછી પ્રકટ થનાર નૂતન કાવ્ય સંગ્રહ.

—ગુર્જર ગીતા—

નાણાં મોકલતાં મ. ઓ. કે ટિકિટ બીડવી. કોઈ પણ પુસ્તક માટે લખો:—

**નવશક્તિ સાહિત્ય મંદિર**

ગોધરા (પંચમહાલ.)

---

પ્રકાશક—ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ, નવશક્તિ કાર્યાલય
ગલેમંડી, **સુરત.** મુદ્રક—હરગોવનદાસ હરકીશનદાસ
શ્રી 'અંબિકા વિજય' પ્રી. પ્રેસ બરાનપુરી ભાગોળ—સુરત.

